સુરતમાં સહેલગાહનું મુખ્ય સ્થળ કયું ?

# ન્યુ વીનસ સીનેમા

કદરદાન પેટ્રનો સમક્ષ

ત્રીજીવાર સુરતમાં રજુ કરે છે.

*'THE MYSTERY SHIP.'*

**36 Parts Universal Serial**

# ગંજેસીતમ

યાને

# નૌકારહસ્ય

## ૩૬ ભાગમાં સંપૂર્ણ

## સીરીયલ

ટુંકસારની કીંમત માત્ર અર્ધો આનો


રાવી પ્રગટ કર્તા- ચીમનલાલ ફતેહચંદ અરબસ્તાના અ.
ગુલાબચંદ મગનલાલ ગેકટાવાળા

ટ ક વાનું ઠેકાણું:—ન્યુ વીનસ સીનેમા સ્ટેશન રોડ—સુરત.

પવાનુ ઠેકાણું:-શા. ખુ. અ. ના ધા સુરત જૈન એનગ્રેવ પ્રીન્ટી
પ્રેસમાં પ્રસુદ્ધક નરમરામ વ્યાસે છાપ્યું છે ખ. ચકલા—સુરત.

## ન્યુ વીનસ સીનેમા

# ગંજેસીતમ યાને નૌકારહસ્ય

### ૩૬ ભાગની સીરીયલનો ટુંકસાર



આપણી વાર્તાની "હીરોઇન" "મીસ બેટી લી જે દેશાવરની સ્કુલમાં અભ્યાસ કરે છે, તેણીને એક દીવસે તારનો સંદેશો મળે છે, જેમાં લખ્યું છે કે—"એકદમ ઘેર આવો—તમારા પીતાજી ચીંતાતુર સ્થીતીમાં છે. ડા૦ વીકસ." આ ટેલીગ્રાફ બેટીની આખી જીંદગીની કારકીર્દી ફેરવી નાખે છે.

બેટી પોતાને ઘરે પાછી ફરતાં તેણીનો પીતા જેમસ લી તેણીને કહે છે કે—"ઓ! મારી વ્હાલી બેટી હવે હું મરવાની અણી ઉપર છું. તારે માટે મેં એક જોખમનો વારસો એકઠો કરી રાખ્યો છે. "તીરસકારના ટાપુ" ઉપર ચાંગકુઇનો અઢળખ ખજાનો એક છુપી જગ્યાએ દટાયલો છે. તે શોધી કાઢવા હું જનાર હતો પણ હવે મારાથી ત્યાં જવાનું બનશે નહી. તું એક ટુકડી ઉભી કરી એ ટાપુ ઉપર જા, અને આય મારી પાસેના પલાન મુજબ ત્યાં શોધખોળ ચલાવી એ ખજાનો તારે હાથ કર તારો જન્મ થયો તેની અગાઉ હું અને માઇલસ ગેસટન નામનો એક ગોઠીયો એ ટાપુપર શોધ ચલાવવા ગયા હતા ત્યાં એ ખજાનો અમોને ખેદકામ કરતાં નજરે પડયો હતો પણ તેટલામાં ત્યાંનો જવાળામુખી ફાટવાથી ગેસ્ટન ઉપર ત્યાંના મંદીરની દીવાલ તુટી પડવાથી તે તેની નીચે દબાઇ ગયો તેને બહાર કાઢવા હું બીજા માણસોની મદદ લેવા ગયો, અને તેઓ સાથે પાછો ફરી જોઉં છું તો ગેસટન ત્યાં નહીં હતો અને ખજાનો પણ ધરતીકંપની ઉથલપાથલમાં ત્યાંજ ફેરથી પાછો દટાઇ ગયો હતો. થોડાંક વરસ પછી મને ખબર મળી હતી કે ગેસ્ટન સલામત છટકયો હતો મેં તેના દટાઇ જવાની આફતના વખતમાં હીચકારા દગાખોરની માફક તેને તજી દીધો હતો અને ખજાનો લઇ હું નાસી આવ્યો હતો. એવી ધારણાથી તેણે મારી ઉપર ખુન વેર લેવાના સોગંદ લીધા હતા, પણ તે તો પછીથી મરી ગયો, પણ મરવાની અગાઉ તેણે પોતાના દીકર જેનું નામ પણ માઇલસ ગેસટન છે, તેને ફરમાન આપ્યું

બતું કે તેણે મારી અને મારી ઓલાદ ઉપર વેર લેવું. દીકરી એ જુવાન માણસ ગેસટનના જમણા હાથની કાંડી ઉપર એક કાળો કાપનો ડાઘ છે, અને એ શખ્સ તારી ઉપર સખ્ત વેર લેશે. તું તેનાથી સંભાળીને રહેજે!"

આટલું બોલી જેમસ લી, પોતાનો પ્રાણ મુકી દેય છે. બેટી એક બોટ ખરીદી ખલાસીઓની એક ટુકડી સાથે "તીરસકારના ટાપુ" તરફ ખજાનાની શોધ માટે ઉપડી જાય છે. તેણીની સાથે તેણીનો આશક હેરી રસલ પણ સામેલ રહે છે.

જુવાન સોહામણો માઇલસ ગેસટન પોતાના બાપે આપેલા કીનાના સોગંદ ઉપર વીચાર કરતો પોતાની કલબમાં બેઠો છે; તેટલામાં ન્યુસપેપરનો ફકરો વાંચી તે સીંહ ગર્જના જેમ ઉછળે છે. તેમાં એવી ખબર પ્રગટ થઇ છે કે જેમસ લીની દીકરી મીસ બેટી લી સાઉથસી તરફના "તીરસકારના ટાપુ" તરફ સહેલગાહે ગઇ છે. ગેસટન તુરત પામી જાય છે કે તેણી શા માટે ત્યાં ગઇ છે. પછી તે જુગારની ટેબલ ઉપરથી ચાલાકથી નોટોનો એક મોટો ઢગ મેળવી પોતે પણ એક બોટ ખરીદી બેટીની બોટની પુઠે ધસે છે; ગેસટનની સાથે ઉશ્કેરણી ભરી રમુજ મેળવતો જેક ફ્રે નામનો ઘેરબારનો સુખ્યારો છેક ધંધાધાપા વગરનો પરવારતો જુવાન શખ્શભી સાથે જોડાય છે.

• ભર દરયે ગેસટન બેટીની બોટ પકડી પાડી તેની ઉપર તોપનો ગોળો છોડી તેણીની બોટને ડૂબાડી દેય છે, અને બેટી, અને તેણીની પાર્ટીને ગેસટનની બોટ ઉપર લાવવામાં આવે છે. પણ બેટીની ટુકડી પોતાની સંખ્યામાં વધારે જોઇને ગેસટન અને તેની પારટી ઉપર તુટી પડી એનજીન રૂમમાં કેદ પકડી બોટનો કબજો પચાવે છે.

તે પછી ઘણા દીલ ઉશ્કેરનારા બનાવો અને જીરસટોસટની લડાઇઓ બોટ ઉપર થાય છે. જે વરણાવવા માટે લંબાણ વીવેચન કરવામાં આવે તો પણ સ્ક્રીન ઉપર જોયા વિના પુરો હેવાલ સમજાય તેવો નથી પરંતુ એટલું તો ખાત્રી પુર્વક કહી શકીશું ખરૂંકે—એક એક એવા દીલ ધ્રુજાવનારા બનાવો સ્ક્રીન ઉપર રજુ થાય છે તે જોઇને આફ્રીન પોકાર કર્યા વિના રહેશો નહીં.

અંતે મહા મુશીબતે તેણીની પારટી "તીરસકારના ટાપુ" ઉપર ઉતરે છે. જે પછી ગેસટન અને તેની ટોળાની બોટમાંથી છટકી જઇ એજ ટાપુની ઉપર ઉતરે છે. તે પછી ટાપુની ઉપર વળી પાછા દીલ હેબતવદન બનાવો ઉપરાઉપરી સપાટાબંધ બનાજ જાય છે. જેમાં બેટીનો આશક હેરીરસલ બેવફા નીવડી

ખુદ બેટીનું માટલું કહાડી નાંખવાના પણ પ્રપંચો રચો રચે છે. પણ સઘળી હેનારતો અને મોતજીવન જેવા હેબતનાક કામોમાં બેટીને એક છુપો દરીયાઇ રાક્ષક હમેશાં મદદ કરી તેણીને અનેકવાર મોતમાંથી બચાવે છે. એ છુપો મદદગર કેણ હશે ? તે સ્કીમ ઉપર જુઓ. અને પરીક્ષા કરો, તમારી અકકલની કશોટી આ વખતે જણાઇ આવશે.

માર્લસ ગેસટન પોતાનું ભાણું લાવનાર ખલાસી ઉપર હુમલો કરી બોટમાંથી છટકી કીનારે આવે છે અને પછી બેટીગળા દેહને કીનારેથી બોટ આગળ લઇ જઇ બોટમાંથી સત્ર-ળીઓને છોડવે છે, અને તેઓ પણ ટપુ ઉપર ઉતરીને મંદીર તરફ ખજાનની શોધમાં જાય છે

બેટી શોધખોળ કરતાં એક એકાંત જગ્યાએ આવી પુગે છે, જ્યાં તેણી પોતાના અદરાયલા હેરી રસલને પેલા નકશાનો અરધો ભાગ તપાસતો જોય છે. બેટી તો એમજ સમજે છે કે એ નકશો આખો ગેસટનની પાસેજ હોવો જોઇએ. રસલ તેણીને કહે છે કે આ અરધો નકશો તુટક ઉપર પવનથી અહીં તહીં ઉડતો જોવાથી મે તે ઉંચકી લીધો હતો અને તું રખેને તે ગેસટનને પાછો આપી દેય એવી બીકથી મેં તે મારી પાસે રાખ્યો હતો. આ ખજાનો મળશે તો આપણે જીંદગી સુધી સુખી થઇશું.

પણ એવક્ફ હેરી રસલની દયાનત અસર અગાઉની બગડેલી છે. અને ખજાનાનો પોતે એખલો ધણી થવા લોભી બન્યો છે તેથી તે બેટીનો જાન લેવાનું કાવતરૂં રચી કાઢે છે. બેટી એક ઉચા કઢણ ઉપર તપાસ કરે છે તેટલામાં નીચેથી ભારવટયું રસલ હડસેલી દેય છે. જ્યાં બેટી મોતના ડાચામાં ગબડી જાય છે પણ તેજ ઘડીએ સારે નસીબે કોઇ એ મદદગારના હાથો તેણીને મજબુત પકડી લઇ સલામત જગ્યાએ પાછી ઉચકી લેય છે. આનો લાભ લાભ બદમાશ રસલ બેટીને કહે છે કે એ તો મેંજ તને પકડી લઇ બચાવી લીધી. ભોળી બેટી આ ખરૂં માને છે.

બેટી મંદીરમાં વધુ શોધખોલ કરતાં એક મથકે આવી પુગતાં એક ઓળખીતો આવાજ કરડા સાદાદે તેણીના પાસથી પેલો અરધો નકશો પાછો માગે છે એ શખશ માર્લસ ગેસટન છે ! બેટી તુરત સમયસુચકતા વાપરી એ અરધો નકશો પોતાનાં મોજામાં ઠસાવી દેય છે અને હસીને ગેસટનને કહે છે કે કોઇબી ગૃહસ્થ આદમી એક લેડીના મોજામાંથી કાંઇબી ચીજ લઇ શકે નહી. ગેસટન ખરા મરદ બચ્ચાને છાજતી રીતે તે કબુલ કરે છે.

તેઓ તે પછી કલાકભર વાતચીતમાં રોકાય છે. તેટલામાં પાછળથી રસલ એક હીચકારાની માફક ગેસટનના માથાં ઉપર મજબુત પથરાનો ફટકો લગાવી ગેસટનને બેશુધ કરે છે, પછી તે ગેસટનનાં ખીસામાંથી નકશાના બાકીના અરધા ભાગોની શોધ ચલાવે છે, પણ બેટી બહાદુરીથી તેને તેમ કરતો અટકાવી દેય છે અને તેને કહે છે કે એક વખતે ભલે દુશમનથી હોય તો શું થયું પરંતુ તે તેને ચેતવણી આપ્યા વગર પાછળથી ફટકો લગાવ્યો છે જે ઘણુંજ હીચકારૂં કામ કરયું છે. અને હું તુંને તેથાં ધીકકારૂં છું કે જા તારૂં કાળું મ્હોડું મને નહીં બતાવ એ.ચીંતા મોતના ડાચામાં સપડાયલા ગેસટનને માટે પાણી લેવા જાય છે જ્યારે રસલ ગેસટનના ખીસાં તપાસે છે પણ પેલો નકશો તેને મળતો નથી. અને પાછો જવાલામુખી ફાટવાનાં સઘળા ધારતી ભરયાં ચીન્હો જણાવા લાગ્યાં છે તે દરમ્યાન બેટી પાણી લઇ પાછી ફરે છે અને ગેસટનની શોધમાં ભટકતા ભુલી પડી પેલા કીંમતી ખજાનાવાલા ઓરડામાં મુશ્કેલીથી આવી પુગે છે. તેટલાંમાં જંગલી દેશીઓના ધરમગુરૂઓનું સરઘસ જવાલામુખી દેવને શાંત પાડવાની આજીજી કરવા માટે ત્યાંથી પસાર થાય છે. બેટી છુપાઇ જાય છે, પણ એક ધરમગુરૂની નજર તેણીની ઉપર પડે છે, અને તે બેટીને જવાલામુખી દેવને શાંત પાડવા માટે એક ભોગ તરીકે અરપણ કરવાની સુચના કરે છે, ને સઘળાએ કબુલ રાખી બેટીને કેદ પકડી બલતા જવાલામુખીના ટોંચ આગળ તેણીને લઇ જાય છે.

શુદ્ધીમાં આવીને ગેસટન પોતના પક્ષને પાછો જઇ મલે છે. અને ધરતીકંપથી બચવા માટે બેટીની ટોળીવળા મણુસો સઘળા મંદીરમાંથી બહાર નીકળે છે. પણ તેઓમાં બેટી અને રસલ દેખાતાં નથી. ગેસટન હવે બેટી તરફ કાંઇક સારી લાગણીથી જોતો થવાથી તે બેટીની શોધમાં ભોયરાંઓમાં જાય છે. ત્યાં એક બુઢા ધરમગુરૂથી તેને ખબર મલે છે કે બેટીને જવાલામુખી દેવનો ભોગ આપવા માટે ત્યાં લઇ જવામાં આવી છે તુરત ગેસટન, અને જેક ફ્રે વગેરે બલતા જવાલામુખો તરફ ધસે છે. ત્યાં તેઓ શું જોય છે? વડો સફેદ દહાડીવાલો ધરમગુરૂ પોતાના હાથોમાં બેટીને આખી ઉંચકી તેણીને બલતા જવાળામુખીની અંદર ફેંકી દેવાની અણી ઉપર છે? તુરત ગેસટન અને જેક ફ્રે પોતાની રીવોલવરો એ ધરમગુરૂ ઉપર છોડે છે. બાકીનું સ્ક્રીન ઉપર જો જો.

શું ધરમગુરૂ બેટીને બલતામાં ફેંકી દેશે? શું ત્યારે બેટીને ફેંકે તે અગાઉ ગેસટન અને જો ફ્રેની ગોળીઓ તેને લાગશે?

જરા ધીરજ ધરો, બધું આપોઆપ મેલે ધીરેઆસ્તે વાજતે ગાજતે પોતાની મેળે હવે પછીના ભાગોમાં રજુ થશે.

ગેસટન અને ફ્રે બહુ મોડા આવ્યા છે કેમકે તેઓની ગોળી-થી વીંધાઇને ધરમગુરૂ બેભાન થાય તે અગાઉ તેણે બેટીને બળતા જ્વાળામુખીમાં ફેંકી દીધી છે. પણ પેલાજ બે ભેદી મજબુત હાથો વળી પાછા એકવાર બેટીને જીંદથી બચાવે છે અને એ ભેદી પુરૂષ જે કોઇ છુપી રીતે અગાઉથી ત્યાં ભરાયલો હતો તે બેટીને પોતાન હાથમાં ઝાલી લઇ એક સલામત જગ્યાએ લઇ ગયા પછી પોતે ત્યાંથી ગુમ થઇ જાય છે, આ ભેદી પુરૂષ કોણ હશે? વળી પાછો એ ગંભીર ગોટાળાનો સવાલ તો ઉભો રહયો હવે શું કરવું તમે એની પાછળ પડો હવે પછીના ભાગો જુઓ અને ગમે તેમ કરી એ સવાલનો નીર્ણય કરો?

આ બધા દીલ ધુજાવનારા બનાવો જયારે જવાળામુખી આગલ બને છે. ત્યારે બેટીના બેવફા—બેવચનની—દગાખોર આશક રસલ પોતાના સ્વાર્થની શોધખોળ ચલાવી પેલો કીમતી અબલખ ખજા-નો શોટી કાઢે છે! એક લાકડાની નાની પેટીમાં આ કરોડોનો અમુલ ખજાનો પડયો છે અને રસલ ત્રણ ખલાસીઓની મદદ સાથે આ ખજાનાની પેટી બોટ ઉપર લઇ જાય છે પછી ત્યાંથી સફર શરૂ કરી સહીલમાત ન્યુયોરક ખાતે આવી પહોંચે છે. ત્યાં "સપાઇડર" ના વીચીત્ર નામે ઓલખાણ કરે છે અને બદમાશના મકાનમાં રસલ હાલ તરત આ ખજાનો એક તીજોરીમાં છુપાવેછે.

બેટી છટકી ગઇ તે વીચારથી ઝીનુની થયલા દેશીઓ દ્વેશને ખાતર બેટીની ફુઇને પકડી તેણીને દરીયામાં ગબકાવી દેય છે, પણ ગેસટન બહાદુરીથી તેણીને બચાવે છે. આ તેના કામથી બેટી અને ગેસટન વચ્ચે સંબંધ ઘણો વધી જાય છે અને તેઓ બંને સાથે મળીને ખજાનાની શોધ કરવાનો ઠરાવ કરે છે. રસલને બોટ સાથે નીકળી ગયલો જોઇ ભેદી પુરૂશ એક વાયરલેસ સદેશો છુપાં નામે એ પસાર થતી સ્ટીમરપર મોકલે છે, જે આ ટાપુ ઉપરથી સાથીઓને ઉપાડી લઇ ન્યુ યોરક ખાતે તેઓને પાછા લાવે છે.

બીજે દીવસ "સપાઇડર" અને રસલને માલમ પડે છે કે ખજાનાની પેટી તેજોરીમાથી તુરતના પાછાં ફરેલા ગેસટન અને બેટીની ઉપર જાય છે, અને તેથી તેઓ એ રાતે એક બોલના મેલાવડામાથી તેઓને ઉપાડી જવાનો તાગડો રચે છે. તે રાતે

મેળાવડામાં બેટીને એક ચીઠી મળતાં તે કોણે લખી તે જોવા તેણી બાહેર આવતાં બદમાશો તેણીને ઉપાડી જાય છે. ગેસટન અને ફ્રે તેઓની પુઠ પકડે છે, પણ બદમાશોની મોટી સંખ્યાને લીધે ગેસટન અને ફ્રે બી તેઓના હાથમાં કેદ પકડાય છે.

લુચ્ચાઓ ગેસટન, જેકફ્રે અને બેટીને મુસકિતાટકરી એક પહાડ ઉપરના પોતાના છુપાવાના મકાનમા જુદા જુદા ઓરડાઓમાં કેદ રાખે છે. જેક ફ્રે મહામેહનતે પોતાના બંધનમાથી છુટો થઇ એક ભયાનક ઉંચાએથી નદીમા કુદકો મારી છટકી જાય છે. અને પોલીસની મદદ સાથે જેક બેટી અને ગેસટનનો છુટકારો કરાવવા જાય છે. પણ તે અગાઉ ગેસટને પણ પોતાના બંધમાંથી છુટકારો કીધો છે અને તે બદમાશોની આખી ટોળી સામે એકલે હાથે લડે છે. તેને શીકસત મળવાની તૈયારી છે અને બેટી પોતાને મોટા ભયમાં જુવે છે. પણ તેજ વખતે પેલો બેડી પુરૂષ તેણીને પાછી આખી ઉંચકી એક બીજા ઓરડામા સલામત જગાએ મુકી ગેબ થઇ જાય છે. એ ઓરડામાની એક પેટી ખોલી જોતાં બેટી અંદર ચાંગકુંગનો ખજાનો જુવે છે.

બેટી તુરત આ ખજાનો પેટીમાથી કહાડી ભીંતમાનો એક છુપો દરવાજો સ્પ્રીંગની કરામતના ભેદવાળો છે તે તેણીથી ઓચીંતો ઉઘડી જાય છે, તે દરવાજે જે ખાલી જગ્યા ભીંતમાં દેખાડે છે, તેમાં આ ખજાનો બેટી મુકી દેય છે. બહાર દરવાજાપર બદમાસો ઠોકાઠોક કરતા હોવાથી બેટી આ ખાલી ખજાનાની પેટીમાં ભરાઇ જઇ તેનું ઢાકણું પોતાની ઉપર બંધ ચપટ ઢાંકી દેય છે બદમાશો અંદર આવતાં તેઓ ખજાનાની પેટી જોઇ ખુશ થાય છે. પણ તેટલામાં પોલીસો અને ગેસટનને બારણુંમાંથી અંદર આવવાની તૈયારી કરતા જુએ છે તેથી બદમાશો ભયમાં પડી પેટી છુપે રસ્તે લઇ જઇ એક મોટરમાં બેસી ત્યાંથી નીકળી જાય છે.

પણ ગેસટન અને પોલીસ તેઓની મજબુત પુઠ પકડે છે, અને એક જોખમદારી વલણ લેતાં બદમાશોની મોટરકાર તથા પેલી પેટી સહીત સઘળા બદમાસો સાથ દરયામાં ગબડી પડે છે. પેટીમાં બેટી હોવાથી વજનથી તે ડુબવા માંડે છે. જયારે ગેસટન અને ફ્રે એ દેખાવ કાંઇક ઉલટ ભેર જોતા કીનારે ઉભા છે.

બેટી ડુબી જશે કે જીવતી રેહેશે તેનો ચીતાર હવે પછીના ભાગોમાં રજુ થશે.

બેટી વહાણ મધેનો પેલો ભેદી પુરૂષ પાછો એકવાર બેટીની મદદે આવી દુશ્મનો પેટી ઉપાડી લઇ એક ખડક ઉપર સલામત મુકે છે. પણ તેટલામાં રસલ અને બીજા લુચ્ચાઓની નજર પેટી ઉપર પડતાં તેઓ ત્યાંથી તે ઉઠાવી તેના અંદર શું છે તે જોવાને ખોટી થવા વગર સાન ફ્રાનસીસકો ખાતે પેટી મધેના ઝવેરાત (!) નો નીકાલ કરી નાખવા માટે જાય છે. ભેદી પુરૂષ એક તીર મારફને ગેસટનને સંદેશો મોકલે છે કે લુચ્ચાઓ ખજાનાની પેટી લઇ સ્ટીમર મારફતે સાન ફ્રાનસીસકો જવા ઉપડયા છે. તુરત ગેસ્ટન ટ્રેન મારફતે અને જેક ફ્રે દરયા મારગે પુઠ પકડે છે. જેક લુચ્ચાઓવાળી સ્ટીમરપર પહેલો જઇ પુગે છે અને ખજાનાની પેટી ખોલતાંજ અંદર તે પોતાની ભારે અજાયબી વચ્ચે બેટીને જોય છે. પણ તેનું એખલાનું કંઇ વગતું નથી અને રસલ અને બીજા લુચ્ચાઓ બેટીને છુપાછુપ ફ્રાનસીસકો મધે ચીનાઓના વસવાટના મોહલ્લામાનાં એક ધરમાં લઇ જાય છે. ત્યાં લુચ્ચાઓ તેણીનું કાટલું કહાડી નાખવાની તજવીજ કરે છે. ગેસટનને જેક તરફથી સંદેશો મળે છે કે રસલની ટોળી બેટીને-ચાઇના ટાઉન ખાતે લઇ ગઇ છે. ત્યાં શોધખોળ કરતો આવી બેટીનો પતો મેળવે છે, પણ તેણીવાલાં મકાનમાં દાખલ થતાં તે દગાફટકાથી પોતેજ કેદી થાયછે.

બેટી પોતાની ઉપર ચોકી કરતી ચીની છોકરી ઉપર હુમલો કરી તેણીને બેશુધ કરી છટકવા જાય છે, પણ પાછળથી ચીનાઓની ટોળીના વડા પોયકીને એક લાંબી ધારદાર છુરી સાથ તેણીની સામે ઉભેલો જોઇને બેટીનાં હાંજ ગગડી જાય છે અને તેણી તેના સનમુખ દયા માટે આજીજી કરતી ગુંઠણ મંડયે પડે છે. પોકી ઝનુનથી દાંત પીસી બેટીને બેજાન કરવા માટે પોતાની તેજદાર છરી આસતે આસતે બેટીની છાતી તરફ નીચે ઉતરતો જાય છે, અને તે પછી શું થાય છે તે બધું તમે સ્કીનની ઉપર જોઇ લેજો!

કાવતરાખોરોનો વડો ગેસટનને છેલ્લી વાર પુછે છે કે ખજાનો કયાં છે તે કહી દે નહી તો તને જાનથી બેજાન કરવામાં આવશે. પણ આ લુચ્ચો પોતાની ધમકી અમલમાં મુકે તે અગાઉ ભેદી વહાણનો ભેદી પુરૂષ ત્યાં ગેબી મદદગાર તરીકે હાજર થઇ ગેસટનને એક બંબ આપે છે; ને ગેસટન કાવતરાખોરો ઉપર ફેંકી પોતે સલામત છટકી જાય છે.

આણી બાજુ દગાબાજ હેરી રસેલના કબજામાં આપણી શુરવીર બેટી લી, અને તેણીનો મીત્ર જેક ફ્રે પણ સપડાયલા પાછલા ભાગોમાં આપણે જોઇ આવ્યા હતા. રસલ તેઓને એક પુરાણા લાઇટ હાઉસમાં લઇ જઇ કેદ કરે છે. ભેદી વહાણનો ભેદી પુરૂષ પોતાની ભેદી શકતીના પ્રતાપે બેટી અને ફ્રેનીની કેદ રહેવાની જગ્યા શોધી કાઢી ગેસટન ઉપર એક તાર મારફતે સન્દેશો મોકલે છે કે દરયા મારગે જઇને તું બેટીને બચાવ.

લાઇટ હાઉસમાં જેક ફ્રે અને બેટી લી છટકો જવાના તરેહવાર પ્રપંચો રચે છે. પછી લાગ જોઇ લાઇટ હાઉસના ટાવર ઉપર છુપી રીતે ચહડતા તેઓ ગેસટનને એક બોટ સાથે થોડેક દુર લાઇટ હાઉસ તપાસતો ઉભેલો જુવે છે. તુરત ગેસ્ટન પોતાની બોટની તોપવડે એક દોરડું ટાવર ઉપર ફ્રેને પહોંચાડે છે, અને બેટી ચામડાના એક કેથળામાં બેસીને આ દોરડા વાટે બોટ તરફ ઉતરે છે. જેક ફ્રે પછી લાઇટ હાઉસને ડીનેમાઇટવડે ઉગાડી મુકી પોતે બા છતકે છે. બેટી દોરડાં વાટે અરધે રસ્તે ઉતરી આવી તેટલામાં ગેસ્ટનની બોટના દગાબજ માલેક દોરડું કાપી નાંખે છે અને બેટી યાહોમ દરયામાં ઉથલાઇ પડે છે તે પછી વચ્ચે ઘણા દીલ ઉશકેરનારા બનાવો પછી ગેસટન, બેટી, અને ફ્રે, સરવે સહીસલામત કીનારે પાછા ફરે છે.

પોતાની બાજીમાં હારેલો રસલ હવે શહેરમાં પાછો આવી બેટી ઉપર ખોટો ટેલીફોન મોકલે છે કે ગેસટન ગંભીર બીમાર પડેલો રીસીવીંગ ઓસપીતાલમાં છે અને ત્યાં તે તમને મલવા માગે છે, ભોળી બેટી આ ખરૂં માની ત્યાં જાય છે, પણ મારગમાં રસલ અને તેના લુચ્ચા ગોઠયાઓ તેણીને પકડી એક ખાલી રેલ્વે એન્જીનમ બાંધીને મૂકે છે અને પછી એન્જીન દોડતું ચાલુ કરે. છે તેઓનો ઇરાદો એવો છે કે ડ્રાઇવર વગર એન્જીન દોડયા કરશે અને કોઇ ઠેકાણે તેને અકસમાત નડતાં મુસ્કેટાટ લાચાર હાલતમાં પડેલી બેટી લી મરણ પામશે. પણ ગેસટન અને જેક ફ્રેએ રસલ અને તેના ગોઠયાઓને બેટીને ઉપાડી જતી દુરથી જોયલી હોવાથી તેઓ નાસતા રેલવે એન્જીનની પુઠ મોટરકાર મારફતે પકડે છે.

એન્જીન અને મોટરકાર યાહોમ એકેકની પુઠે ધસે છે! આગલા એક માઇલના છેટે એક રેલ્વે પુલ ઉઘાડો હોવાથી જો આ એક

માઇલના છેગમાં રેલ્વે એન્જીનને ઉભું રાખવામાં નહી આવે તો એન્જીન ઉઘાડા પુલ ઉપરથી નીચે નદીમાં ગબડી જવાનો ધાસ્તી ભરેલો કમકમાટી ઉપજાવનારો સંજોગ છે,

હવે કરવું શું ? વાંચનાર—તમારી અધીરાઇ વધતી જતી હશે તે જાણવાની તમારી અથાગ ઉલટ અમો બરાબર સમજીયે છીએ. તેથી લ્યો ! હવે તમોને વધુ વાર ઇંતેજારીથી ટીંગાયલા નહી રાખતાં અમો જણાવી દઇશું કે-એ દીલ ઉશ્કેરનારો ભાગ તમો નજરો નજર સ્ક્રીનની ઉપરજ જોઇ લેજો !

રસલનો એક ગોઠીઓ છુપી રીતે આ ભેદી વહાણ ઉપર ઠસી જાય છે અને તે એક સીગનલ કરતાં રસલ અને બીજા લુચ્ચાઓ પાછા ચાલી જાય છે. ભેદી વહાણનો ભેદી પુરૂષ હવે પોતાને સલામત અને બેખલો ધારી પોતાનું વહાણ તેના મથકે લઇ જાય છે, અને એ રીતે પેલો લુચ્ચો આ મથકની બરાબર બાતમી મેળવી તે ખબર રસલ અને તેના ગઠીઆઓને આપે છે.

આ બાજુ માઇલસ ગેસટન અને જેક ક્રે આપણી બહાદુર બેટી લીને એનજીનની હોનારતમાંથી બચાવી એક મોટાં હોટેલમાં લઇ જઇ રાખે છે એવા ઇરાદાથી કે હોટેલમાં તેણી હવે સંખ્યાબંધ લોકો વચ્ચે સલામત રહી શકશે. વળી તેણીની વધુ સલામતી ને ખાતર તેઓએ એજ હોટેલમાં તેણીની બાજુના ઓરડાઓમાં ઉતરે છે. ભેદી વહાણનો ભેદી પુરૂશ પોતાનાં મથકની ખબર લુચ્ચાઓને પડેલી હોવાથી હવે એ મથકના રક્ષણ માટે તેની આસપાસ ઇલેક્ટ્રીક તાર ગોઠવી દેય છે જે હુમલો લાવનારી એક આખી રેજીમેંટને પણ આંખના એક પલકારામાં વીજલીક ઝટકાથી બેભાન બનાવી દેવાને પુરતું છે ત્યાર પછી એ ભેદી પુરૂશ પોતાની નવી શોધ સંપુરણ કરવાનો એક અખતરો કરવા જતાં તેના હાથમાંની પ્રવાહી સલગી ઉઠે છે અને એક મોટો ધડાકો થતાં તેની આસપાસ ગેસ ફાટે છે. પણ ઘણી ચમત્કારી રીતે તેનો બચાવ થવા પામે છે.

તે પછી રસલ અને બીજા લુચ્ચાઓ તેના વહાણ ઉપર હુમલો લાવતાં આ ભેદી પુરૂશ તેઓની નજદીકમાં વીજલીક ચમકારાઓ ફેંકે છે જેથી લુચ્ચાઓ ઘણા તરખાઇ જાય છે અને

ા જાય છે. પછી તેઓ કેટલાક વીચાર પછી એવા ઠરાવ ઉપર આવે છે કે જો આપણે બેટી લીને પકડી તેણીને આપણી સાથે રાખી ભેદી વહાણુપર હુમલો કરીએ તો રખેને બેટીને બી ઇજા થાય એવા ખ્યાલથી ભેદી પુરૂશ આપણને ઇજા નહીં કરશે તુરત તેઓ આ ખ્યાલપર અમલ કરી પેલા હોટેલમાં પાછલી બારીએથી દાખલ થઇ બેટીને કેદ પકડે છે અને તેણીને મુશ્કેટાટ કરી તેઓ ઉપાડી જવાને સામરથવાન થાય છે.

જેક કે એક માછીમારનો વેશ ધારણ કરી લુચ્ચાઓની અંક્રમાજ તેઓને મદદ કરવા આવનારની તરીકે જોડાય છે, અને તે બેટીને છુપા ઇસારા કરે છે કે "તું કાંઇ બીહતી ના-રસલ જેમ કહે તેમ તું કરજે-હું તુંને બચાવશ !"

તે પછી જયારે ભેદી પુરૂશ પોતે ભેદી વહાણની સાથ દરયામાં ફરવા નીકલયો છે તે વેલા લુચ્ચો રસલ અને તેની ટોળી વાલાઓ ભેદી વહાણ રાખવાનાં મથકની ઉપર હુમ્લો લઇ જાય છે. તેઓ પોતાની સલામતીને ખાતર બેટી લીને આમલ કરી આ મથકનું બારણું ઉઘાડવા તેણીને કહે છે.

દરયામાં ફરતો ભેદી પુરૂશ પોતાની ગેબી શકતીઓની મદદથી આ ચીંતાતુર મામલો જોઇ હોય છે કે જો બેટી આ બારણાને હાથ લગાડશે તો એ બારણું વીજલીક પ્રવાહની સાથ સંબંધમાં હોવાથી સંખ્યાબંધ બોલટસ વીજલીથી બેટી એક જબરજસ્ત આંચકો ખઇ ત્યાંજ મુવેલી તુટી પડશે ! આથી પોતાના ભેદી વહાણમાંથી એક ગોળો તે આ મથક તરફ છોડે છે.

આ ભેદી પુરૂશ એ ગોળો કોણની તરફ ફેંકે છે? શું એ ગોળો બેટીને એ બારણુને હાથ લગાડતાં અટકાવશે કે ? આ એક ઘણીજ જીાસટોસટની પલ છે અને તેનું પરીણામ શું આવે છે તમો રૂપેરી ચાદરની ઉપર જોજો.

ગેસટન અને બેટી બને દોરડા મારફતે છટકી જાય છે, અને પછી હવે તજી દેરાબલા ડાનસીંગ હોલમાં જઇને આશરો લેય છે, ત્યાં બદમશો તેઓની પુઠ પકડી તેઓ ઉપર હુમલો કરે છે. પણ ભેદી વહાણનો ભેદી પુરૂષ ત્યાં આવી લાગી બંબ છોડી ગેસ્ટન અને બેટીને છટકવામાં મદદ કરે છે.

તે પછી બેદી પુરૂષ જેક ક્રેને જેક પકડે છે, તે જાણતો કે એ પકડાયલો શખશ જેક છે કેમકે જેક ઘણો મજબુત છુપા પોશાક પહેરેલો હોવાથી તે ઓળખી શકાતો નથી. જેકને બેદી પુરૂષ પોતાના મથકે લઇ જાય છે જ્યાં બેદી પુરૂષની એક નવાઇ જેવી શોધનો ફોરમયુલા જેક પીટટી લેય છે. આ ફોરમયુલાની શોધમાં તો લીગેજ અને બીજા જાસુસો આસમાન અને જમીન એક કરી નાખે છે. જેક ઘણાક દીલ ઉશ્કેરનારા બનાવો પછી આ ફોરમયુલા એક પુલની નીચે સંતાડે છે.

લીગેજના છુપા બુરખાવાળા ઘોડેસવારો મશીન ગન સાથે બેદી વહાણના મથકપર હુમલો કરે છ પણ તેઓને માર ખાઇને નાસી અવવું પડે છે. લીગેજ પછી તાગડો રચે છે કે ગેસટન અને બેટીને એક રીસેપશનના મેળાવડામાં બોલાવી ત્યાં તેઓનું કાટલું કહાડી નાંખવું આથી તેઓ પોતાના મીત્ર હેનકમ પાસે એક રીસેપશનનો મેળાવડો કરાવી તેમા છુપે નામે ગેસ્ટન અને બેટી લીને આમત્રણ કરે છે.

રીસેપશનમાં જવા અગાઉ ગેસટન બેટી લીના હાથની માંગણી કરે છે, પણ બેટી તેને જણાવે છે કે જ્યાં સુધી ખજાનો પાછો મળશે નહી ત્યાં સુધી હું અદરાવા પરણવાનો વીચાર કરનાર નથી.

ગેસ્ટન અને બેટી બની ઠનીને રીસેપશનના મેળાવડામાં જાય છે અને ત્યાં એ બંનેને દારૂમાં કેફી ચીજ મેળી બેભાન કરવામાં આવે છે. રસલ બેટીને ઉપાડી એક બીજા રૂમમાં લઇ જઇ મુકે છે. ગેસ્ટન પાછો સુધીમાં આવતાં તે બેટીને જો એકદમ રજુ કરવામાં નહીં આવે તો આખું ઘેર ખુદાવી મારવાની મજબુત ધમકી આપે છે.

તેનો અંજામ શું આવે છે તે બેટી કોણને પરણશે તે ખજાનાનો હક્કદાર કોણ થશે કયો બેદી પુરૂષ મદદગાર હતો તે ગુળ ભરમનો સમટો મામલો હવે પછી ન્યુ વાનસ સીનેમ સ્ક્રીન ઉપર રજુ થવાના છેલ્લા ભાગોમાં સંપૂર્ણ રીતે ખુદ દેખાડી દેવામાં અવશે.